॥ ॐ ॥

॥ श्री अजितनाथ प्रभु ॥

# ॥ पंचकल्याणक पूजा ॥

રચનાર.

શા. ખેમચંદ પીતામ્બરદાસ.

પ્રકાશક

ગાંધી મોહનલાલ મૂળચંદ.

મુ. મોઢેરા, પો. ચાણસમા.

આવૃત્તિ ૧ લી. પ્રત ૫૦૦.





સંવત ૧૯૭૫. ઇસ્વી સને ૧૯૧૯.

મૂલ્ય, વાંચન અને મનન.

॥ ॐ ॥

॥ श्री अजितनाथ प्रभु ॥

# ॥ पंचकल्याणक पूजा ॥

રચનાર.

## શા. ખેમચંદ પીતામ્બરદાસ.

પ્રકાશક

ગાંધી મોહનલાલ મૂળચંદ.

મુ. મોઢેરા, પો. ચાણસમા.

આવૃત્તિ ૧ લી. પ્રત ૫૦૦).





સંવત ૧૯૭૫. ઇસ્વી સને ૧૯૧૯.

મૂલ્ય, વાંચન અને મનન.



**Shah Khemchand Pitambardas**

VALAD. DASKAROI.

**શા. ખેમચંદ પીતાંબરદાસ.**

વલાદ. તાબે દસક્રોઈ.

જન્મ સંવત ૧૯૦૮ સ્વર્ગવાસ સંવત ૧૯૬૩.

# સાભાર અર્પણ.

સ્વર્ગવાસી, શિરછત્ર, તીર્થરૂપ, પીતાશ્રી

## શા. ખેમચંદ પીતામ્બરદાસ.

આપશ્રી ધાર્મિક બાબતમાં ઉચ્ચ પ્રવૃત્તિવાળા હતા, આપનું હૃદય દયા, પરોપકાર અને દેવ ગુરૂશ્રીની ભક્તિથી ભરેલું હતું, તેમજ શ્રી જૈન ધર્મના ઉચ્ચ જ્ઞાન પ્રત્યે આપને પૂર્ણ પ્રેમ હતો, તેથી આપે આપની હયાતીમાં રચેલી આ **શ્રી પંચકલ્યાણક પૂજા** આપના સ્મરણાર્થે પ્રસિદ્ધ કરી આપના સ્વર્ગવાસી અમર આત્માને સમર્પણ કરી આનંદ માનું છું.

લી. હું છું.

આપનો આજ્ઞાંકિત પુત્ર

**શા. ફુલચંદ ખેમચંદ.**

આ પુસ્તકના રચનાર

## સ્વર્ગવાસી શા. ખેમચંદ પીતામ્બરદાસનું ટુંક

# જીવન ચરિત્ર.



આ પુસ્તકના રચનાર મારા પૂજ્યપિતાશ્રીનો જન્મ સંવત ૧૯૦૮ માં વળાદ ગામમાં શા. પીતામ્બરદાસ જેઠાદાસને ત્યાં થયો હતો. બાળપણથીજ તેમની ધર્મ તરફ તીવ્ર રૂચી હતી, જ્યારે તેમની ઉમ્મર ૨૧ વર્ષની થઈ ત્યારથી સામાયક, પ્રતિક્રમણ અને ચોવિહાર કરવા તેમજ ચૌદ નિયમ ધારવા વિગેરે ધાર્મિક નિયમોનું શ્રદ્ધાથી પાલન કરતા હતા. પોતે ૬૫ વર્ષે સ્વર્ગવાસી થયા, ત્યાં સુધી તે નિયમોનું યોગ્ય પાલન કર્યું હતું, તેમની જન્મભૂમિ વળાદ ગામ કે જે જાણીતું છે તથાપિ તેઓ શ્રીને જૂદે જૂદે સ્થળેથી આમંત્રણ મળવાથી તેનું સન્માન કરી જૈનપ્રતિષ્ઠા વિધાન, અષ્ટોત્તરી સ્નાત્ર, શાન્ત સ્નાત્ર, ઉદ્યાપન વિધિ, અને અઠ્ઠાઈમહોત્સવ, વિગેરે ક્રિયા કરાવવામાં નિઃસ્વાર્થપણે આત્મિક ઉન્નતી વધારવા તન, મન, ધનથી શાન્ત પ્રકૃતિ ધારણ કરી શાસ્ત્રોક્ત નિયમો મુજબ કાર્ય કરી આનંદિત થતા હતા,—આવા સદ્‌વિચારો, તેમજ આચરણથી વળાદ નિવાસી બંધુઓ તેમના જીવનતુલ્ય બનવા માટે સતત્ પ્રયાસ કરી રહ્યા હતા. એક નાના ગામમાં રહીને પણ લોક નિંદિત કાર્યમાં નહીં પડતાં સ્વ અને પરહિત ઉપકારની દૃષ્ટિએ તેમજ એક જૈન તરીકેની ઉત્તમ ફરજ અદા કરવાની ખાતર સં. ૧૯૬૦ માં શ્રી જૈનતત્વ સંગ્રહ, નામનું અતિ ઉપયોગી પુસ્તક રચી કાળ વ્યતિત કર્યો હતો, કે

જે પુસ્તક માટે તેમને સારો ઉત્સાહ મળવાથી ફરીથી શ્રી જૈનમાર્ગ દીપિકા નામનું બીજું પુસ્તક રચી આત્મસાધન કર્યું હતું, તે પુસ્તક વાચકવર્ગ માટે કલ્પવૃક્ષ સમાન હતું, જેથી જૈનબંધુઓ તે પુસ્તકનો યોગ્ય લાભ લેવા પ્રયાસ કરશે, એવી મારી નમ્ર વિનંતિ છે,–શ્રાવકપણાનો ખરો અર્થ સમજી તે મુજબ વર્તન કરવા માટે એક શ્રદ્ધાથી તેઓશ્રીએ સં. ૧૯૬૬ ના માહા સુદ ૫ સોમવાસરે શ્રીમદ્ મુનિરાજ શ્રી વલ્લભવિજયજીના શિષ્ય મુનિરાજ શ્રી વિવેકવિજયજી મહારાજ સમીપે બાર વ્રત અંગીકાર કર્યાં હતાં,–તેમણે આરંભેલા ઉમદા કામનો તેમના મરણ સાથે અન્ત ન આવે તેવા ઉમદા આશયથી તેમણે પોતાની સન્તતિને પોતાની વિદ્યા અને ધાર્મિક દૃઢ સંસ્કારનો લાભ આપવા માંડયો, અને મને ( આ લેખકને ) પ્રતિષ્ઠા વિધાન, ઉદ્યાપન ક્રિયા વિગેરેનું વિધિપૂર્વક પઠન શીખવ્યું. ઘણે સ્થળેથી આમંત્રણ મળતાં તે કાર્ય કરવા મને મોકલી આનંદિત થતા,–છેવટનો સમય તેઓશ્રીએ કેવળ ધર્મકાર્યમાંજ રોકયો હતો. આ પ્રમાણે સંસાર અસાર જાણી ધર્મધ્યાનમાં ચિત્ત રાખીને તે સં. ૧૯૭૩ ના પોષ વદ ૪ ને શુક્રવારે આ ઔદારિક દેહનો ત્યાગ કરી સ્વર્ગવાસી થયા, ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

લી. શા. ફુલચંદ ખેમચંદ.



॥ ॐ ॥

# श्री अजित जिन पंचकल्याणक पूजा प्रारंभ.

---

## ॥ प्रथम श्री च्यवन कल्याणक पूजा ॥

### ॥ દોહા ॥

આ અવસરપિણિ કાળમાં, અજિત જિનેશ્વર રાય ॥
પદકજ પ્રણમી તેહના, સ્તુતિ પૂજા રચું સાર ॥ ૧ ॥

ગુણીજનના ગુણ ગાવતાં, પ્રગટે ગુણ નિજ અંગ ॥
લોહ ધાતુ કંચન બને, પારસ પથ્થર સંગ ॥ ૨ ॥

કહુ કલ્યાણક જિન તણાં, ચ્યવન[૧], જન્મ[૨], વ્રત[૩], નાણ[૪], ॥
અમૃત[૫] પદ મળી પાંચ છે, જંગમ ગુણ મણી ખાણ ॥ ૩ ॥

પ્રથમ નમો પરમેષ્ટીને, જન્મે અર્હંત સ્વામ ॥
દિક્ષા એ નમુનાથને, સર્વજ્ઞ કેવળ નામ ॥ ૪ ॥

પારંગત પદ પાંચમે, ઇમ કલ્યાણક જાપ ॥
ત્રિક યોગે જપતાં થકાં, ભાગે ભવભવ પાપ ॥ ૫ ॥

## ॥ ઢાળ ૧ લી ॥

( મારા વાલ્હાજી હો, હું રે આવી છું મહી વેચવા રે લો— એ દેશી ).

ધન્ય ધન્ય ગામ નગરધરારે લો, ધન્ય છે તે નરનાર, મારા વાલ્હાજી હો. જિહાં કલ્યાણક જિનતણાં રે લો, સફળો તસ અવતાર મારા વાલ્હાજી હો. ચવન કલ્યાણક જિનતણાં રે લો ॥ એ આંકણી૦ ॥ ૧ ॥ સુરપતિ જિન કલ્યાણકેરે લો, અઠાઇમહોત્સવ સાર ॥ મારા૦ ॥ નંદીસર જઇને કરે રે લો, તેમ શ્રાવક ધરે પ્યાર ॥ મારા૦ ॥ ૨ ॥ સમકિતદ્રષ્ટી જીવની રે લો, કરણી છે મનોહાર ॥ મારા૦ ॥ વિમળ વાહન ત્રીજા ભવેરે લો, પામ્યા ભવનો પાર ॥ મારા૦ ॥ ૩ ॥ નામ નિકાચિત્ત જિનતણું રે લો, બાંધ્યું વીર્ય ઉલ્લાસ ॥ મારા૦ ॥ થાનક પદ આરાધીને રે લો, વિજય વિમાનમાં વાસ ॥ મારા૦ ॥ ૪ ॥ તેહ વિમાન થકી ચવી રે લો, વનિતા નગરી જાય ॥ ॥ મારા૦ ॥ *માધવ સુદની તેરશેરે લો, વિજયા ઉદર પ્રગટાય ॥ મારા૦ ॥ ૫ ॥ ત્રણ જ્ઞાને પ્રભુ ઉપન્યારે લો, નારકીમાં સુખ થાય ॥ મારા૦ ॥ સુરપતિ શક્રસ્તવ ભણી રે લો, વંદે પ્રભુના પાય ॥ મારા૦ ॥ ૬ ॥ ચૌદ સુપન દેવી લહે રે લો, કંતને જઇ કહે તેહ ॥ મારા૦ ॥ અર્થ કહો સ્વામી ઇહાં રે લો, મંગળકારી જેહ ॥ મારા૦ ॥ ૭ ॥ પહેલે ગજવર પેખીઓરે લો, બીજે વૃષભ કહંત ॥ મારા૦ ॥ ત્રીજે સિંહજ કેશરી રે લો, ચોથે લક્ષ્મી મહંત ॥ મારા૦ ॥ ૮ ॥ દામયુગલ જુએ પાંચમેરે લો, છઠ્ઠે રોહીણી કંત ॥ મારા૦ ॥ સુરજ દેખે સાતમેરે લો, આઠમે ધ્વજ ફરકંત ॥ મારા૦ ॥ ૯ ॥ રજત

---

* વૈશાખ.

કળશ નવમે ભર્યોરે લો, દશમે પદ્મસર જાણુ ॥ મારા૦ ॥ ખીર સાગર અગીયારમેરે લો, બારમે અમર વિમાન ॥ ॥ મારા૦ ॥ ૧૦ ॥ રત્ન સમૂહ લહે તેરમેરે લો, ચૌદમે અગ્નિ પવિત્ર ॥ મારા૦ ॥ ગગન મારગથી ઉતરીરે લો, મુખકજ પેસે વિચિત્ર ॥ મારા૦ ॥ ૧૧ ॥ ગર્ભ પોષણુ માતા કરે રે લો, ધરતી ધર્મનું ધ્યાન ॥ મારા૦ ॥ સુખ સજ્યાથી ઉઠીનેરે લો, દીન દુઃખીને દીએ દાન ॥ મારા૦ ॥ ૧૨ ॥ હરિ કહે શ્રીપતિ દેવનેરે લો, રત્ન કનક અસરાળ ॥ મારા૦ ॥ ભક્તિભર જિન ગેહમાં રે લો, ભવ્ય ભરો ભંડાર ॥ મારા૦ ॥ ૧૩ ॥



## ॥ काव्यं-द्रुतविलम्बित वृत्तम् ॥

द्विरदलांछित वांछितदायक । क्रमकृतत्रिदशासुरनायक ॥
स्तुतिपरः पुरुषो भवति क्षिता । वजित राजितराजितरागते ॥१॥

॥ मंत्र ॥ ॐ ह्रीँ श्रीँ परमपुरुषाय, परमेश्वराय, जन्मजरा मृत्यु निवारणाय, श्रीमते जिनेंद्राय, जलं, चंदनं, पुष्पं, धूपं, दीपं, अक्षतं, नैवेद्यं, फलं, यजामहे स्वाहाः ॥



## ॥ द्वितिय श्री जन्मकल्याणक पूजा ॥

## ॥ દોહા ॥

જન પદ લોક સુખી જિહાં, મેહની અભ ભરપૂર ॥
સુરભિ ગંધ રસ ફરસ છે, ફળ ફૂલ જળ અનુકૂળ ॥ ૧ ॥

વાત મનોહર વાય છે, રોગ શોક દૂર જાય ॥
તીરથપતિના પુન્યનો, એહ વડો મહિમાય ॥ ૨ ॥

માઘ શુકલ દિન અષ્ટમી, ઉત્તમ ગ્રહ બળ આય ॥
મધ્ય રયણી શુભ લગ્નમાં, જન્મ્યા શ્રી જિનરાય ॥ ૩ ॥

રોહિણી માંહે અવતર્યા, વૃષ રાશી કહેવાય ॥
નિરાબાધ જનની સુખે, પ્રસવે ત્રણ જગ તાય ॥ ૪ ॥

સકલ જંતુ સુખીયા થયા, ત્રિભુવનમાંહિ પ્રકાશ ॥
છપ્પન દિગ્ કુમરી કરે, પ્રસૂતિ કર્મ ઉલ્લાસ ॥ ૫ ॥



## ॥ ઢાળ ૨ જી ॥

( પરનારીની પ્રીત ભવોભવ છંડીએ લલના—એ દેશી )

જન્મ સમય જિન ઇંદ્ર સિંહાસન થરહરે લલનાં, અવધિ જ્ઞાનથી દેખતાં હર્ષ અધિક ધરે લલનાં, ઘંટ સુઘોષા વજાડત દેવ સકળ તમે લલનાં, આવજ્યો મેરૂશીખર જિન લેઇ જાશું અમે લલનાં ॥ ૧ ॥ જન્મ મહોત્સવ કાજ સુરાસુર આવીયા લ૦ રત્ન પ્રમુખ અડજાતિના કુંભ બનાવીઆ લલનાં૦ ॥ ખીર સમુદ્રાદિ જળ કળશા ભરી ભાવતા, લ૦ ઔષધિ ચૂરણ મિશ્રિત વાસત્ર ઠાવતા લ૦ ॥ ૨ ॥ એક કોડી લખ સાઠ કળશ ન્હવરાવતા, લ૦ સ્નાત્ર કરી પ્રભુ પૂજી મંગળ ગીત ગાવતા, લ૦ આઠમે દ્વીપ અઠાઇ મહોત્સવ સુર કરે, લ૦ હર્ષ પૂરણ કરી નિજ નિજ થાનક સંચરે લ૦ ॥૩॥ રાય મહોત્સવ પુત્ર જન્મનો પછી કરે, લ૦ સર્જન કુટુંબને

પોષી નામ અજિત ધરે, લ૦ બાહ્ય અભ્યંતર શત્રુથી જેહ અજિત છે, લ૦ ગુણ અનુસારે સાર્થક નામ પ્રસિદ્ધ છે, લ૦ ॥ ૪ ॥ બંધીખાનાં છોડાવીઆં લોક ઉરણ કર્યા, લ૦ નગરવાસી નર નાર હુઆ આનંદ ભર્યા, લ૦ રૂપ અનોપમ અનુત્તર સુરથી અતિ ઘણું, લ૦ લોકોત્તર વર પુરૂષનું વર્ણન શું ભણું, લ૦ ॥ ૫ ॥ અંગુઠે વહી અમૃત ઇંદ્ર ગયા વહી, લ૦ પણ તીર્થંકર માતને સ્તન ધાવે નહીં, લ૦ દેહ સુગંધી રોગ પ્રસ્વેદ રહિત પ્રભુ, લ૦ દૂધ સમાન રૂધીરનો રંગ બીજો વિભુ. લ૦ ॥ ૬ ॥ ત્રીજો આહાર નિહાર કરત નવી દેખીએ, લ૦ શ્વાસોશ્વાસ કમળસમ ચોથો લેખીએ, લ૦ ચાર અતિશય મૂળથી જિન મતમાં કહ્યા, લ૦ ઓગણીશ દેવથી અગીયાર કેવળથી લહ્યા, લ૦ ॥ ૭ ॥ સાડાચારસે ધનુષ્યની ઉંચી કાય છે, લ૦ સોવનવાન શરીર લંછન ગજ પાય છે, લ૦ બાળવય સુખ કેલીમાંહે દીન જાય છે, લ૦ યૌવન વયમાં ભોગ ઉદય ફળ થાય છે, લ૦ ॥ ૮ ॥ રોગતણી પેરે વેદ ઉદય રસ અનુભવે, લ૦ પણ નહીં અન્તર રાગ બાહ્ય દ્રષ્ટિ ઠવે, લ૦ વિરસ પ્રણામથી કર્મનો બંધ પડે નહીં, લ૦ એ તીર્થંકર સર્વનો, કલ્પ કહ્યો સહી, લ૦ ॥ ૯ ॥ લાખ અઢાર કુમાર વાસ સુખમાં ગયા, લ૦ રાજનો કૃત્રિમ લક્ષ્મી તજવા સજ થયા લ૦ ભવ ભીરૂ ભવ ભાવના ભાવતાં થઇ દયા, લ૦ સ્વપર સ્વભાવ વિભાવની વેંચણમાં ગયા, લ૦ ॥ ૧૦ ॥ ધર્મ તીરથ કરો એમ કહી લોકાંતિક ગયા, લ૦ સગરને દેઇ રાજ સંયમ રસીઆ થયા, લ૦ વરસીદાન દીએ પ્રભુ જગ દુઃખ વારવા, લ૦ ધર્મ પ્રભાવના કારણ ભવિજન તારવા લ૦ ॥ ૧૧ ॥

---

## ॥ काव्यं—द्रुतविलम्बित वृत्तम् ॥

द्विरदलांछित वांछितदायक । क्रमलुठत्त्रिदशासुरनायक ॥
स्तुतिपरः पुरुषो भवति क्षिता । बजित राजितराजितरागते ॥ १ ॥

॥ मंत्र ॥ ॐ ह्रीँ श्रीँ परमपुरुषाय, परमेश्वराय, जन्मजरा मृत्युनिवारणाय, श्रीमते जिनेंद्राय, जलं, चंदनं, पुष्पं, धूपं, दीपं, अक्षतं, नैवेद्यं, फलं, यजामहे स्वाहाः ॥

—**—

## ॥ तृतीय श्री दीक्षा कल्याणक पूजा ॥

### ॥ દોહા ॥

દાન લહે જિન હાથથી, ભવ્ય તેહ કહેવાય ॥
રોગ હરે ષટ માસનો, કાયા સુંદર થાય ॥ ૧ ॥

એક કોડી લખ આઠશું, દેતા નિત્ય પ્રતિદાન ॥
ત્રણસેં અઠ્યાસી કોડને, એંસી લાખનું માન ॥ ૨ ॥

સોનૈયા એક વરસના, દેવ કરે તતકાળ ॥
વગર ધણીનું ધન લેઇ, જિન ઘર ભરે ભંડાર ॥ ૩ ॥

—**—

### ઢાળ ૩ જી.

( આબુ અચળ રળીયામણો રે લાલ—એ દેશી. )

દિક્ષા અવસર જાણીને રે લાલ, આવ્યા ચોસઠ ઇંદ્ર, સુખકારીરે, અચ્યુતપતિ અધિપતિ તિહાંરે લાલ, આવે સગર

નરિંદ્ર, મનોહારીરે. દિક્ષા અવસર સાંભળોરે લાલ,—એ આંકણી૦ ॥૧॥ ખીર નીર કળશા ભરીરે લાલ, આઠ જાતિ સુવિવેક, સુખકારીરે, ધુર અભિષેક જિતશત્રુનો રે લાલ, પાછળ સુર અભિષેક, મનોહારીરે ॥ દિક્ષા૦ ॥ ૨ ॥ કરી વિલેપન માળ પહેરાવતારે લાલ, મુગટ ધરે મનોહાર, સુખ-કારીરે, સુપ્રભા નામની સિબીકારે લાલ, બેઠા ધરી શણગાર, મનોહારીરે, ॥ દિક્ષા૦ ॥ ૩ ॥ દેવ વાજિંત્ર ગીત ગાવતારે લાલ, નર નારીના થોક, સુખકારીરે, વનિતા નગરીમાં ચા-લતાંરે લાલ, નિરખી હરખે લોક, મનોહારીરે ॥ દિક્ષા૦॥૪॥ અદ્ભુત શોભા જેહનીરે લાલ, લાખ મુખે નકહાય સુખકારીરે, એ વરઘોડો જોયો જેહનેરે લાલ, ભાગ્યશાળી તે કહેવાય, મનો-હારીરે ॥દિક્ષા૦॥૫॥ સહસ્રામ્રવન માંહે આવીયારે લાલ, અ-શોક તરૂની છાંય, સુખકારીરે, પાલખીમાંથી ઉતરીરે લાલ, ધરતા ધરણી પાય, મનોહારીરે ॥દિક્ષા૦॥૬॥ વસ્ત્રાભૂષણ ઉ-તારતારે લાલ, તજી સકળ અલંકાર, સુખકારીરે, માઘ સુદી નવમી દીનેરે લાલ,તપકરી છઠ્ઠ ચૌવિહાર,મનોહારીરે ॥દિક્ષા૦ ॥ ૭ ॥ એક સહસ નૃપ શું કરેરે લાલ, કરેમિ પાઠ ઉચ્ચાર, સુખકારીરે, મનઃપર્યવ તવ ઉપન્યુંરે લાલ, દેવદુષ્ય ખંધ ધાર, મનોહારી રે ॥ દિક્ષા૦ ॥ ૮ ॥ સાજન જન જિનને કહે રે લાલ, અતુલિ બળ મહા સૂર, સુખકારીરે, જીત નોંબત વજડાવજ્યોરે લાલ,મોહની કરી ચકચૂર,મનોહારીરે ॥દિક્ષા૦ ॥૯॥ નમોનાથાય કહી સહુરે લાલ, ઇંદ્ર નંદીશ્વરે જાય, સુખ-કારીરે, અષ્ટાન્હિકા મહોત્સવ કરીરે લાલ, નિજ નિજ કલ્પ સધાય, મનોહારીરે ॥દિક્ષા૦૧૦॥ બ્રહ્મદત્ત ઘર છઠ્ઠ પારણુંરે લાલ, ખીરનું પહેલું કીધ, સુખકારીરે, સાડાબાર કરોડનીરે લાલ, વૃષ્ટી સોનૈયાની સિદ્ધ, મનોહારીરે ॥ દિક્ષા૦ ॥ ૧૧ ॥

## ॥ काव्यं–द्रुतविलम्बित वृत्तम् ॥

द्विरदलांछित वांछितदायक । क्रमलुठत्रिदशासुरनायक ॥
स्तुतिपरः पुरुषो भवति क्षिता । वजित राजितराजितरागते ॥१॥

॥ मंत्र० ॥ ॐ ह्रीं श्रीं परमपुरुषाय, परमेश्वराय, जन्मजरा मृत्यु निवारणाय, श्रीमते जिनेंद्राय, जलं, चंदनं, पुष्पं, धूपं, दीपं, अक्षतं, नैवेद्यं, फलं, यजामहे स्वाहाः ॥

## ॥ चतुर्थ श्री केवल ज्ञान पूजा ॥

### ॥ દોહા ॥

ઉગ્રવિહારી તપ તપી, પરિસહ દુઃખ સહનાર ॥
દ્રવ્યાદિક અભિગ્રહ ધરે, નહીં પ્રતિબંધ લગાર ॥૧॥
કર્મ સમિધ દળ બાળવા, ધ્યાનાનળ ઝળકાર ॥
બાર વરસ છદ્મસ્થમાં, નહીં પરમાદ લગાર ॥ ૨ ॥

### ॥ ઢાળ ૪ થી ॥

( વ્રત સાતમે વિરતિ આદરૂં રે લો—એ દેશી )

ભલુ શુક્લ ધ્યાન મન ધ્યાવતાં રે લો, ક્ષીણ મોહ ગુણે ઉલ્લાસજો, પોષ સુદી એકાદશીને દાનેરે લો, થયા લોકાલોક પ્રકાશ જો, મને વાલ્હું લાગે જ્ઞાન પાંચમું રે લો. ભવભયનું ભંજણ હાર જો, સુખ સંપત્તિનું દાતાર જો ॥ મને૦ ॥ ૧ ॥

સુર સમવસરણ રચના કરેરે લો, એક જોજનમાંહે સમાય જો, સોહે પરખદા બાર સોહામણી રે લો, દેખી આણંદ ચિત્ત ઉલસાય જો ॥ મને૦ ॥ ૨ ॥ દેવકૃત્ય સિંહાસન બેસીનેરે લો, ઉપદેશ કરે જગદેવ જો, ભવ્યજીવ કમળ પ્રતિબોધતારે લો, જેની સુરપતિ સારે સેવ જો ॥ મને૦ ॥ ૩ ॥ કેઇ સમકિત-ધર શ્રાવક થયારે લો, કેઇ દેશવિરતિ નર નાર જો, સુણી વાણી સંયમ રસીઆ થયા રે લો, થયા રત્નત્રયી ધરનાર જો ॥ મને૦ ॥ ૪ ॥ પ્રભુ ચોત્રીશ અતિશયવંત છે રે લો, ગુણ પાંત્રીશ વાણી રસાળ જો, જિહાં વૈર વિરોધ વાધે નહીં રે લો, ઇતિ સાતના ભય વિસરાળ જો ॥ મને૦ ॥ ૫ ॥ દેવ કોટિ ગમે સેવા કરેરે લો, ગણધર ગુણ રયણની ખાણ જો, રચે દ્વાદશાંગી ત્રિપદી લહી રે લો, જેમ અમૃત જેહની વાણ જો ॥ મને૦ ॥ ૬ ॥ સંઘ સાથે ગણીપદને ધરેરે લો, પ્રભુ ભાવદયા ભંડાર જો, દેવછંદે જિણંદ પધારતારે લો, સાધુ વાદ કરે ગણધાર જો ॥ મને૦ ॥ ૭ ॥ દ્રવ્ય ક્ષેત્ર અને કાળ-ભાવથી રે લો, પ્રભુ ભૂતળ કરત વિહાર જો, નવ હેમ કમળ અમરા કરેરે લો, ધરે પાદ તેપર નિરધાર જો ॥ મને૦ ॥૮॥ ધ્વજ ચક્રાદિ પાંચ સહચારિ છે રે લો, તરૂ નમવા લાગી જાય જો, કરે પંખીઓ પણ પ્રદક્ષિણારે લો, શુળ કંટક અધો-મુખ થાય જો ॥ મને૦ ॥ ૯ ॥

—✻—

## ॥ काव्यं—द्रुतविलम्बित वृत्तम् ॥

त्रिभुवनार्चित वांछितदायक । क्रमलुठत्त्रिदशासुरनायक ॥
स्तुतिपरः पुरुषो भवति क्षिता । त्वजित राजितराजितरागते ॥१॥

॥ मंत्र० ॥ ॐ ह्रीँ श्रीँ परमपुरुषाय, परमेश्वराय, जन्मजरा मृत्यु निवारणाय, श्रीमते जिनेंद्राय, जलं, चंदनं, पुष्पं, धूपं, दीपं, अक्षतं, नैवेद्यं, फलं, यजामहे स्वाहाः ॥

—✻—

## ॥ पंचम श्री निर्वाण कल्याणक पूजा ॥

## ॥ દોહા ॥

સિંહસેનાદિ ગણધરા. પણ વળી નેઉ સાર ॥
એક લાખ મુનિ સાધવી, ત્રણ લાખ ત્રીશ હજાર ॥૧॥
શ્રાવક ત્રણ લખમાં કહ્યા, ઉંણા દોય હજાર ॥
પણ લખ પીસ્તાલીસ સહસ, શ્રાવિકા વ્રત ધાર ॥૨॥
પ્રભુ મુખ વ્રત ધારણ કરે, તે કહિએ પરિવાર ॥
બાવિસ સહસ છે કેવલિ, જિન સરખા નિરધાર ॥૩॥
પૃથ્વિતળ પાવન કરી, વિચરી દેશ વિદેશ ॥
આયુ અલ્પ વિલોકીને, કરે થિર યોગ વિશેષ ॥૪॥

—✻—

## ॥ ઢાળ ૫ મી ॥

( વાંસળી વૃંદાવન વાજે, અને હો મારી બેહેની રે,
વાંસળી વૃંદાવન વાજે—એ દેશી. )

સિદ્ધ ક્ષેત્રમાં સિદ્ધ સધાવે, અનિ હો મારા વાહ્લારે, સિદ્ધક્ષેત્રમાં સિદ્ધ સધાવે, ॥ એ આંકણી૦ ॥ બહોતેર લાખ પૂરવનું પાળી, સમેતશીખરપર હું જાઉં વારી, એક સહસ મુની પરિવારી રે ॥ સિદ્ધ૦ ॥૧॥ કર્મરહિત ચઉ હેતુ જગાવે,

ઉર્ધ્વ ગતિ કરે ગમન સ્વભાવે, એક સમય લોકાંતે જાવેરે, ॥ સિદ્ધ૦ ॥ ૨ ॥ ચૈતર સુદની પાંચમ ઠાવે, અણુસણ કરી એક માસનું ભાત્રે, એતો અજર અમર પદ પાવેરે, ॥ સિદ્ધ૦ ॥ ૩ ॥ નિરવાણ કાર્ય કરે સવિ દેવા, પાછળ પૂરણ હર્ષે કરેવા, કરે નંદીશ્વર જઇ સેવારે, ॥ સિદ્ધ૦ ॥૪॥ ઇણ અવસર જીવ સવિ સુખ શાતા, નરક નિગોદમાં પણ ન અશાતા; પ્રભુ ત્રણ જગતના ત્રાતારે, ॥ સિદ્ધ૦ ॥ ૫ ॥ [1]જ્ઞાનને [2]દર્શન અનંત કહાવે, [3]અવ્યાબાધ સુખ ગુણ નિપજાવે;એ તો [4]ક્ષાયક સમકિત પાવેરે. ॥ સિદ્ધ૦ ॥ ૬ ॥ [5]અક્ષયસ્થિતિ [6]અરૂપિ સોહાવે, [7]અગુરૂ લઘુ ગુણ જશ પ્રગટાવે; વર [8]વીર્ય અનંતુ પાવેરે. ॥ સિદ્ધ૦ ॥ ૭ ॥ પુદ્ગળ રહિત થવાથી અરૂપી, આત્મસ્વરૂપે જેહ સ્વરૂપિ; એતો કાહયે રૂપારૂપીરે. ॥ સિદ્ધ૦ ॥ ૮ ॥ સુમનસ સવિ સુખ જે સમુદાયા, અનંત ગુણ સુખ તેહથી પાયા; તે તો વચનથકી ન કહાયારે. ॥ સિદ્ધ૦ ॥ ૯ ॥ એહવા ભયાન્ત ભવાન્તને ધ્યાવો, મન વચ કાયને થિર કરી ભાવો; જો હોવે શિવપુર જાવોરે. ॥ સિદ્ધ૦ ॥૧૦॥ કલ્યાણ મહા મંગળ કરનારી, પંચ કલ્યાણક પૂજા પ્યારી; જેભણશે નરને નારીરે. ॥ સિદ્ધ૦ ॥ ૧૧ ॥ દુરિત દંદ સવિ દુર પલાવે, મનવાંછિત ફળ સહેજે પાવે; એતો જ્યોતિમાં જ્યોતિ મિલાવેરે. ॥ સિદ્ધ૦ ॥ ૧૨ ॥ સિદ્ધ નિરંજન ગુણગણ માળા, કંઠે ધરીએ ભવિ સુરસાળા; ભાવપૂજા પંચ પ્રકારારે. ॥ સિદ્ધ૦ ॥ ૧૩ ॥ ઇણી પેરે પંચ કલ્યાણક ગાવે, અજિત જિણંદ તણા જે ભાવે; તે તો શાશ્વતપદ નિપજાવેરે. ॥ સિદ્ધ૦ ॥ ૧૪ ॥

॥ કળશ ॥ ( રાગ—ધનાશ્રી )

ગાયા ગાયારે શ્રીઅજિત જિનેશ્વર ગાયા, પાયા પાયારે આજ પૂર્ણ મનોરથ પાયા ॥ એ ટેક૦ ॥ ગર્ભાવાસમાંહે જબ આયા, જનની ઉદર જિનરાયા; માત તિહાં પતિ સાથે રમતાં, જીત નિશાન ચઢાયારે. ॥ શ્રી અજિત૦ ॥૧॥ સકળ જંતુજી પણ મહ્ન જીત્યા, અચરીજ એહ કહાયા; તે કારણ પ્રભુ બિરૂદ તમારૂ, વિજયા માના જાયારે. ॥ શ્રી અજિત૦ ॥ ૨ ॥ સમકિતવંત અણુવ્રત ધારી, ચારિત્ર ચિત્ત ધરાયા; પરમ પુરૂષ પદ પંકજ પૂજન, કરવા ભાવ ભરાયારે. ॥ શ્રી અજિ-ત૦ ॥ ૩ ॥ ગુણગણ ગણવા વર્ણન કરવા, કોટિ જીભે ન કહાયા, ભાવ અપુરવ ગામ વળાદમાં, અનુભવ તાર લગાયારે. ॥ શ્રી અજિત. ॥ ૪ ॥ નયન, મુનિ, અંક, ચંદ્ર, સંવત્સર, માધવ સુદ દિસિ પાયા; અનુભવિ રવચંદ શેઠ પસાયે, ખેમચંદ ગુણ ગાયારે. ॥ શ્રી અજિત૦ ॥ ૫ ॥

—※(०)※—

## ॥ काव्यं—द्रुतविलम्बित वृत्तम् ॥

इह काँछित वांछितदायक । क्रमलुठत्त्रिदशासुरनायक ॥
स्तुतिपरः पुरुषो भवतिक्षिता । वजित राजितराजितरागते ॥१॥

॥ मंत्र० ॥ ॐ ह्रीँ श्रीँ परमपुरुषाय, परमेश्वराय, जन्मजरा मृत्यु निवारणाय, श्रीमते जिनेंद्राय, जलं, चंदनं, पुष्पं, धूपं, दीपं, अक्षतं, नैवेद्यं, फलं, यजामहे स्वाहाः ॥

॥ इति श्री अजितजिन पंचकल्याणक पूजा समाप्त ॥

# ॥ श्री अजित जिन आरती ॥

જય જય આરતી અજિત જિણંદા, ચરણકમલ સેવે ચોસઠ ઈંદા; જીતશત્રુ નૃપ વિજયાનંદા, દ્વિતિય જિણંદ મુખ પુનમ ચંદા. ॥ જય૦ ૧ ॥ નગરી અયોદ્ધા જન્મ સોહાયા, ગજ લંછન કંચનમય કાયા; અષ્ટમાહાપ્રાતિહાર્ય બિરાજે, ચોત્રીશ અતિશય જેહુને છાજે. ॥ જય૦ ૨ ॥ પાંત્રીસ ભેદે ભાખે વાણી, સુણતાં લાગે અમિય સમાણી; બહોતેર લાખ પૂરવનું પાળી, આયુ વરિયા શીવ લટકાળી. ॥ જય૦ ૩ ॥ અજર અમરપદ અજ અવિનાશી, ત્રણ જગતનો તું મેવાસી; આરતી કરતાં આરત જાવે, સેવક ખેમચંદ ગુણગાવે. ॥ જય૦ ૪ ॥



# ॥ मंगलदीवो ॥

દીવોરે દીવો મંગળિક દીવો, ભુવન પ્રકાશક જિન ચિરંજીવો. ॥ દી૦ ૧ ॥ ચંદ્ર સૂરજ પ્રભુ તુમ મુખ કેરા, લુંછણ કરતા દે નિત્ય ફેરા. ॥ દી૦ ૨ ॥ જિન તુજ આગળ સુરની અમરી, મંગળ દીપ કરી દિયે ભમરી ॥ દી૦ ૩ ॥ જિમ જિમ ધૂપ ઘટી પ્રગટાવે, તિમતિમ ભવનાં દુરિત દઝાવે. ॥ દી૦ ૪ ॥ નીર અક્ષત કુસુમાંજલી ચંદન, ધૂપ દીપ ફળ નૈવેદ્ય વંદન. ॥ દી૦ ૫ ॥ એણી પેરે અષ્ટ પ્રકારી ભણીજે, પૂજા સ્નાત્ર મહોત્સવ કીજે ॥ દી૦ ૬ ॥



# ॥ श्री सत्य धर्म स्वरुप स्तवन ॥



[ નેક નજર કરો નાથજી—એ દેશી ]

. શ્રુતદેવી સુગુરૂ ચરણે નમી, ભલો ધર્મ વખાણું મિથ્યા વમી જીહો, ધર્મ ખરો જિનરાજનો; મહાવીર જિણંદ મહારાજનો જીહો ધર્મ૦ ॥ ૧ ॥ કોઈ માને અમારો ધર્મ* છે, જીવહોમ માંહે શિવ શર્મ છે જીહો, ॥ ધર્મ૦ ॥ કુળ ધર્મ કુવામાં ધશી પડયા દયા ધર્મ દીપકથી નવી જડયા જીહો ॥ ધર્મ૦ ॥ ૨ ॥ જતાં દુર્ગતિ માંહે ધરી રહે, તે ધર્મ કેવળ જ્ઞાની કહે જીહો ॥ ધર્મ૦ ॥ દયા ધર્મ જગતમાં જાગતો, ષટ દર્શન ઢોલડો વાગતો જીહો, ॥ ધર્મ૦ ૩ ॥ દાન શીયલ તપ ને ભાવના, વ્યવહાર ધર્મ કરે પાવના જીહો ॥ ધર્મ૦ ॥ યતિધર્મ છે દશ પ્રકારનો, દોય ભેદે શ્રાવક અણગારનો જીહો, ॥ ધર્મ૦ ૪ ॥ ધર્મ વસ્તુ સ્વભાવને જાણીએ, સ્યાદવાદની છાપ પ્રમાણીએ જીહો, ॥ ધર્મ૦ ॥ શુદ્ધ આતમધર્મ પ્રકાશતો, જડ ચૈતન્ય ભાવ વિકાસતો જીહો ॥ ધર્મ૦ ૫ ॥ ક્રિયા, વસ્તુ, દયા, આચાર છે, ધર્મ ચાર પ્રકારે ઉદાર છે જીહો, ॥ ધર્મ૦ ॥ જિનરાજ પ્રણીત તે ધર્મ છે, તસ આણા વિરૂદ્ધ તે કર્મ છે જીહો ॥ ધર્મ૦ ૬ ॥ અહો ધર્મ ધર્મ સઊકો કરે, પણ ધર્મનો મર્મ નવી લહે જીહો ॥ ધર્મ૦ ॥ સંસારમાંહે સુખ-માણીએ, તે તો ધર્મતણું ફળ જાણીએ જીહો ॥ ધર્મ૦ ॥ ૭ ॥ કરે રક્ષણ સુરવર જેહનો, કરો આદર ભવિયણ તેહનો જીહો, ॥ ધર્મ૦ ॥ રહે સાગર મેઘ મરજાદમાં, વળી ભૂજળ [1]અનિલ

* દુઃખથી મુક્ત કરવા જીવનો વધ કરવો ત્યાં ધર્મ માને છે. તે ખોટું છે, કેમકે મરણ સમાન બીજી અધિક વેદના નથી. ૧ પવન.

સ્વભાવમાં જીહો ॥ ધર્મ૦ ૮ ॥ નિત્ય ઉગે સૂરજને ચંદલો, તે તો ધર્મતણો મહિમા ભલો જીહો; ॥ ધર્મ૦ ॥ ભય કાપે સકળ દુઃખ જાળને, વળી આપે મંગળમાળને જીહો ॥ ધર્મ૦ ૯ ॥ જૈનધર્મ જગતમાં દીવડો, ભવસન્તતિ વારે જીવડો જીહો, ॥ ધર્મ૦॥ સવિ ધર્મ શેખર શીર શોભતો, મહા મોહ કપટને ખોભતો જીહો ॥ ધર્મ૦૧૦ ॥

૧ ૨ ૩ ૪ * ૧

કષ,છેદન,તાડન,તાપથી, ચાર કોટિ ચામિકર ચાપથી જીહો ॥ધર્મ૦ ॥ તેમ ધર્મ પરિક્ષા કિજીએ, અહીં ખેમકુશળ પદ લીજીએ જીહો ॥ ધર્મ૦ ૧૧ ॥



## ॥ श्री गाम गुंजाळा जिनप्रतिष्ठा स्तवन ॥



[ વરઘોડા વરઘોડા વાલમનો વરઘોડારે,—એ રાગ. ]

પધરાવે પધરાવે આદિશ્વર પધરાવેરે, તરભોવન સુત ભાવે,
આદિશ્વર પધરાવેરે ॥ એ ટેક. ॥

સંવત ઓગણીસ ઇકોતેરના, માહા વદ સાતમ ઠાવે ॥આ૦॥
ચુંઆળચોકમાં ગામ ગુંજાળા, સંઘ ચતુર્વિધ આવે ॥આ૦॥ ૧ ॥
શીખર સેખર મુળચંદ હરચંદ, ડાભોર ગામના ચઢાવે ॥આ૦॥
ખુશાલનાથજી ધ્વજ આરોપે, ઘરઘર ઓચ્છવ થાવે ॥આ૦॥ ૨ ॥
જળયાત્રા કુંભસ્થાપના કરતા, માઘ તેરશ ભૃગુવારે ॥આ૦॥
ગ્રહદિગ્પાલ એકમના દીવસે, પૂજે વિવિધ પ્રકારે, ॥આ૦॥ ૩ ॥
નંદ્યાવર્ત્ત પૂજન વદ ચોથે, પીઠીકા ઉપર ધારે ॥આ૦॥
ધ્વજ અભિષેક શીખરના કરતા, વદ પાંચમ ગુરૂવારે, ॥ આ૦॥૪ ॥
ચૈત્ય પ્રતિષ્ઠા તેહીજ દીવસે, ગાદીનું પૂજન થાવે ॥આ૦॥

* સોનું ૧ ચીપ.

દેવી પ્રતિષ્ઠા છઠના દિવસે, વળી વરઘોડા ચઢાવે ॥ આ૦ ॥ ૫ ॥
શુભ મુહુરત સાતમ શનીવારે, તખતે પ્રભુ પધરાવે ॥ આ૦ ॥
સંઘ સકળને શાન્તિ હેતે, શાન્તિસ્નાત્ર ભણાવે ॥ આ૦ ૬ ॥
વિધિ વિસર્જન વૃષ્ટિ કરીને, નવમીદ્વાર ખુલાવે ॥ આ૦ ॥
સવિ સજ્જન કરે દર્શન પ્રભુનાં, મંગળ ઓચ્છવ થાવે ॥ આ૦ ૭ ॥
કિરિઆકારક ગામ વળાદથી, ફુલચંદ ખેમચંદ આવે ॥ આ૦ ॥
પ્રભુ પધરાવી હર્ષ વધાઈ, પ્રથમ જિણંદ ગુણ ગાવે ॥ આ૦ ૮ ॥



# श्री गाम बोरु, अठा महोत्सव, व्रतारोप विषे स्तवन.



[ નેમધારી નેમધારી પુનમીઆ નેમધારીરે—એ રાગ ]

રંગતાળી રંગતાળી બોરૂમાં રંગતાળીરે, વ્રત ઉચરે નર નારી.
બોરૂમાં રંગતાળીરે ॥ એ ટેક૦ ॥

મુળનાયક શ્રી પદ્મપ્રભ જિન, અવિચળપદ દાતારી ॥ બોરૂ૦ ॥
ગુણવિજય મુનિ અઠમ તપથી, વરસીતપ કર્યો ભારી ॥ બોરૂ૦ ૧ ॥

પુરણ તપ કરી પારણું કીધું, તેહ પ્રસંગ વિચારી ,,
અઠાઇમહોત્સવ મંગળકારી, મંગળ રેવચંદ ધારી ,, ॥ ૨ ॥

સ્વામિવત્સલ કરી સંઘ તેડાવી, શાસન ઉન્નતીકારી ,,
પ્રેમસહિત પરભાવના કરતા, આંગી રચે મનોહારી ,, ॥ ૩ ॥

જૈનધરમ ઉપદેશક સાધુ, મોતીવિજય ઉપગારી બોરૂ૦
વિવેકવિજય ગુણિ ઉત્તમવિજય મુણિ, ઉદયવિજય ભાવધારી. ,, ૪

વિધિપૂર્વક ગુરૂ વ્રત ઉચરાવે, નંદીની રચના સારી; ,,
સંવત ઓગણીસ ઇકોતેરના, વૈશાખ સુદ સુખકારી. ,, ૫

મની પરભાત દ્વાર ખુલાવે છે; કરે દર્શન સજ્જન લોક ભાવના ભાવે છે, એમ ગામ વળાદના ખેમચંદ ગુણ ગાવે છે ॥ ૫ ॥



## ॥ श्री आदिजिन स्तवन ॥



રૂષભજિનેશ્વર વંદીએ, કર્મ સકલ ક્ષય થાયરે;
માતા મરૂદેવા જેહની, તાત છે નાભીરાયરે. રૂષભ૦ ॥ ૧ ॥
વિનીતા નગરીમાં વસ્યા, ઉત્તરાષાઢામાં જાયારે;
ધનરાશી ધન ધુરધણી, ન્યાય નીતિ વરતાયરે. „ ॥ ૨ ॥
વૃષભનું લાંછન શોભતું, પાંચસે ધનુષ્યની કાયરે;
દેહનો વર્ણ સુવર્ણ છે, લખ પુર્વ ચોરાશી આયરે. „ ॥ ૩ ॥
પદવીરાજની ભોગવી, વૈરાગે ચિત્ત લાયરે;
સજ્જન ચાર હજારશું, સંજમ લે જિનરાયરે. „ ॥ ૪ ॥
દિક્ષા પણ એજ નગરમાં, કરતા દો ઉપવાસરે,
ગોમુખ યક્ષ છે જિનતણો, દેવી ચક્રેશ્વરી સારરે. „ ॥ ૫ ॥
અતુલબલી અરિહંતજી, અનંત ચતુષ્ટઇ વંતરે;
અજરામર નિર્મળ પ્રભુ, મન કુલપૂજાએ પૂજંતરે. „ ॥ ૬ ॥



## ॥ श्री अजितजिन स्तवन ॥



[ કહુ શું નશીબે દુ:ખીયો કીધો છે,—એ રાગ]

અજિત જીણંદા પરમ દયાળુ, મહેર કરો તો મુખડુ નિહાળુ; ॥અ૦॥
જિતશત્રુ વિજયાના જાયા, કંચનવાન લંછન ગજ પાયા. ॥અ૦૧॥

નયરી અયોદ્ધા જન્મ સુહાયા, સાડાચારસેં ધનુષ્યની કાયા; ॥અં૦॥
ધ્યાનાનળબળે કર્મ ચુરાયા, દેવે સમવસરણ વિરચાયા. ॥અં૦૨॥
ભવ્યજીવ પ્રતિબોધ સુણાયા, શ્રીજિનસંઘ ચતુર્વિધ ઠાયા; ॥અં૦॥
અનંત ચતુષ્ટય તેહ નિપાયા, પુર્ણાનંદ પરમ પદ પાયા. ॥અં૦૩॥
નામઠવણ દ્રવ્યભાવ કહાયા, ઠાણાંગ સુત્રમાં તેહ લખાયા; ॥અં૦॥
પણ પ્રણિધ્યાન પ્રધાન ગણાયા, ચાર નિક્ષેપામાંહે સુહાયા. ॥અં૦૪॥
અન્તર આતમ ભાવ પમાયા, તો ભવ અટવી ભ્રમણ મિટાયા, ॥અં૦॥
તુમ સુખ લેશ હિયે જિનરાયા, ફુલચંદ પ્રણમે તુમ પાયા. ॥અં૦૫॥

## ॥ श्री अभिनंदनजिन स्तवन ॥

( પુર્ણ થયો છે ખેલ,—એ રાગ )

અભિનંદન ભગવંત, ભવિ ભજો અભિનંદન ભગવંત.
સંવર નંદન જગદાનંદન, દોષ રહિત ગુણવંત. ॥ ભવિ૦ ॥ ૧ ॥
જયંત વિમાનથી ચવીને આવ્યા, ચોત્રીશ અતિશયવંત. ॥ભવિ૦૨॥
અયોધ્યા નગરીમાં જન્મ સુહાયા, પારંગત અરિહંત. ॥ભવિ૦૩॥
તુમ દર્શન વિણ ભવ અટવીમાં, ભટક્યો કાળ અનંત. ॥ભવિ૦૪॥
જન્મ મરણ દુઃખ નાથ નિવારો, ફુલચંદકે ભગવન્ત. ॥ભવિ૦૫॥

## ॥ श्री शान्तिजिन स्तवन ॥

[ કાનુડો ન જાણે મારી પ્રીત,—એ રાગ )

શાન્તિજિન ધર્મધુરંધર ધીર, હો અચિરાના જાયારે. શાન્તિ૦ ॥

ગજપુર નગરમાં જન્મ સુહાયા પ્રભુજી, દીપાવ્યું જગમાં કુળનું નામ;
અજરામર પદ પામીરે. શાન્તિ૦ ॥ ૧ ॥

ક્રોધ કપટથી મનડું મારૂ ભમે છે જિનજી, તેથી આવ્યો તુજ દરબાર;
અરજી ઉરમાં ધારોરે. શાન્તિ૦ ॥ ૨ ॥

લોભી સ્વારથમાં શુરો નિંદા કરવામાં પુરો, તુજવિણુ સરવાનું નહીંકાજ;
નેહ નજર કરી તારોરે. શાન્તિ૦ ॥ ૩ ॥

પાપી ચંડાળો મારી પુંઠે પડયાછે પ્રભુજી, તુમ વિણુ કોણુ ઉતારે પાર;
મનની આશા પુરોરે. શાન્તિ૦ ૪ ॥

અષ્ટ કરમનો ભારો ચુર્ણ કરીને જિનજી, પહોચ્યા સિદ્ધશિલાના શીર;
સુખીયા નરને નારીરે. શાન્તિ૦ ॥ ૫ ॥

કરૂ છું પરમાતમ પ્રિતિ ધારીઅન્તરમાં રીતિ, સેવક કુલચંદને તાર;
પામર પ્રાણી જાણીરે. શાન્તિ૦ ॥ ૬ ॥



## ॥ श्री मोढेरा जिन प्रतिष्ठा स्तवन ॥



[ કોઈલો પર્વત ધુંધલો રે લાલ;—એ રાગ. )

મનહર મોઢેરા રળીયામણું રે લાલ, પાર્શ્વજિણંદ જયકારીરે, હું વારી લાલ;
સુરતીચિંતામણી પાર્શ્વનીરે લાલ,નિરખીઆણંદઉરથાયરે. હું વારી લાલ.
પ્રણુમો શ્રી પાર્શ્વજિણંદનેરે લાલ. એ ટેક. ॥ ૧ ॥

ચિંતા ચુરણુ ચિંતામણીરે લાલ, આશપુરે અરિહંતરે; હુંવારી;
એહવા પ્રભુને પધરાવતાંરે લાલ, પ્રગટે પુરવ પુન્યરે. હુંવારી. પ્ર૦૨

ઓગણીસેં પંચોતરેરે લાલ, પ્રભુ પધરાવા ભાવરે; હું૦
વૈશાખવદની સાતમેરે લાલ, વિજય મુહુરત ગુરૂવારરે. હું૦ પ્ર૦ ૩

મોતીવિજય ગુરૂ આવીઆરે લાલ, પંચ મહાવ્રતધારરે; હું૦
ગુરૂ ગંભીર ગુણવંત છેરે લાલ, દેશના અમૃતધારરે; હું૦ પ્ર૦ ૪

પ્રવેશ મુહુરત કરી ભલુંરે લાલ, કુંભનું સ્થાપન થાયરે; હું૦
ઘેરઘેર ઓચ્છવ થઈ રહ્યોરે લાલ, માનની મંગળ ગાયરે. હું૦ પ્ર૦ ૫

ગ્રહ દિગ્પાળની પૂજનારે લાલ, ત્રયોદશીને સોમવારરે; હું૦
નંદાવર્ત પૂજન ભલુંરે લાલ, ચતુર્દશી બુધવારરે. હું૦ પ્ર૦ ૬

શુકલ પક્ષની એકમેરે લાલ, જેષ્ટમાસ ભૃગુવારરે; હું૦
લેઈ વરઘોડો આડંબરેરે લાલ, જળયાત્રાએ જાયરે. હું૦ પ્ર૦ ૭

બીજ અજવાળી જેષ્ટનીરે લાલ, ધ્વજ શીખર પૂજંતરે; હું૦
જે કરે ધ્વજ પૂજન ભલુંરે લાલ, વિજયધ્વજા ફરકંતરે. હું૦ પ્ર૦ ૮

શુભ મહુરત શુભ દીવસેરે લાલ, ઉગ્યો સોનાકેરો સુરરે; હું૦
સુદ તૃતિયા રવિવાર છે રે લાલ, જેષ્ટમાસ સુખ પુરરે. હું૦ પ્ર૦ ૯

ત્રિભોવનપતિ પધરાવીઆરે લાલ, મોહનભાઇ મુળચંદરે; હું૦
ગામ નગરમાં થઈ રહ્યોરે લાલ, જય જય જય આણંદરે. હું૦ પ્ર૦૧૦

વૃષ્ટિ વિસર્જન કરી ભલુંરે લાલ, સંઘને મંગળ થાયરે; હું૦
જેષ્ટપંચમી શુકલ પક્ષનીરે લાલ, દેવ દર્શન પૂજા થાયરે. હું૦ પ્ર૦૧૧

બાળક બુદ્ધિ માહરીરે લાલ, તુજ ગુણનો નહિં પારરે; હું૦
સંક્ષેપથી મેં સંસ્તવ્યોરે લાલ, જલધિ મવે જેમ બાલરે. હું૦ પ્ર૦૧૨

ગુર્જરદેશ મનોહરૂરે લાલ, રાજનગર રળીઆતરે; હું૦
વિધિકારક વળાદથીરે લાલ, ખેમચંદ સુત ગુણવંતરે. હું૦ પ્ર૦૧૩

ભાવ ભલીપેરે ભાવીઆરે લાલ, તારક બીરૂદ ઉદારરે; હું૦
ફુલચંદ કહે ખાંતથીરે લાલ, ભવોદધિ પાર ઉતારરે. હું૦ પ્ર૦ ૧૪



# મરહુમ પિતાશ્રી ખેમચંદ પીતામ્બરદાસ પ્રત્યે સુપુત્રના ઉદ્દગાર.

( મનહર છંદ )

જ્ઞાનનો વધારનાર શાણો સિરદાર સાર,
ધર્મ પંથ ધાર પિતા ખીમચંદ નામજી,
સુધારો સજાવનાર કુમતિ હઠાવનાર,
સમભાવ ધરનાર વગાદમાં ઠામજી,
પરમ અરથ કામ હૈયામાં ધરાવી હામ,
ધામ ઠીક ઠામ થાપ્યાં સાધારણ કામજી,
ગુણનો ભંડાર તારનાર કુલને આધાર,
આમ વિસરામ ગયો કેમ રહે હામજી, ॥ ૧ ॥

પરમ પિતાજી ખેમચંદે કર્યો સ્વર્ગવાસ,
નિરાશ થઇને લાગ્યા ભલા ગુણ ભાખવા,
નયણમાં નીર ભરી શોકાતુર થઈ સહુ,
ઉદાસપણાથી લાગ્યા નિસાસાઓ નાખવા,
વિચારી વિલોકતાં આ લોકમાં ન તુજસમ,
જનનીએ જાયો જગ દયાધર્મ દાખવા,
સંસારમાં રહી સહી કામ કરયું સુધારાનું
જરૂર જાણું છું એક જૈનમત રાખવા, ॥ ૨ ॥

પરમ પિતાજીના વિરહ થકી દુઃખ દીલ,
વજ્રપાત ઘાત પેરે વપુને વિદારતુ,
આહા શું કરયાથી જોર જમનું હઠાવી દેઈ,
વાળીએ પાછા જરૂર પણ નથી ચાલતુ,
જેહવું આ લોક કામ ધામ પરલોક તામ,
હામથી કરીશ કામ શાણા શાહુકારતુ,

અન્તકાલ મતી રીતી ગતી તારી સારી ભારી
સુખકારી *સમકિત પામીશ શ્રીકારતુ ॥ ૩ ॥

ધારતો ધીરજથી ધરમને તું ધુર થકી,
જ્ઞાનનું વિશેષ માન જીવજાન ધારતો,
ગુણ એકવીશ એશ લેશ નહીં માનતાન,
નિરંતર ધરમ કથા કહી સુધારતો,
પ્રવચન પુષ્ટ થઈ પરને પઢાવ્યા પોતે,
પ્રગટ પ્રસિદ્ધ થયો જશનો વિસ્તારતો,
ફોગટ વખત નહીં ગાળતો પ્રમાદ માંહી,
જયંત ભૂપાલ પેરે જ્ઞાન તું આરાધતો, ॥ ૪ ॥

મનડું મગન નય મુખભાષ મધુ સમ,
મનુષ્યમાં મેળવ્યું તે માન મતિવંતરે,
તુજ ગુણ ગુઢ અહે મુઢ કરે ગોષ્ટી કોઈ,
હોય તશ વશ યશ થાય ગુણવંતરે,
સાગરનું જલ લઘુ ગાગર મપાય નહીં,
પણ મતિમંદ પણે સામાન્ય ગણંતરે,
કામ ક્રોધ લોભ મોહ પ્રતે પ્રતિપક્ષ ધરયો,
તે હેતુ પ્રત્યક્ષ ગુણ ગાય કુલ ગ્રંથરે, ॥ ૫ ॥

આયુષ્ય અધિક હોત પંચવા વરસ દશ,
ફેલાવત બહુ મત વૃદ્ધ જૈન ધર્મને,
રવિજ્યું પ્રતાપવંત પ્રકૃતિ પ્રભાવચંદ,
સદા ચરણે શોભિત લેવા શીવશર્મને,
ન્યાય તણી નિસરાએ નિરખતાં કોઈ નહીં,
કો વિદ્વાઈ તુજસમ ઇહ લોક વાસને,
તજી દ્વેષ અભિમાન મેળવ્યું તે શ્રુતજ્ઞાન,
આયુષ્ય વરસ જીવી સાઠ પાંચ પાસને, ॥ ૬ ॥

---

* ક્ષાયક ભાવનું સમકિત.

પ્રશ્નમાંહે સ્વાલ પૂછું પુછી મેં લખાણુ કરશું
વાંચી તેનો અરથ અન્તર ખુસ વ્યાપે છે,
ધારી ધારી ધારૂંછું સુવાકય હું ધીરજ ધરી,
નજરે નિહાળે નિશદીન સુખ આપે છે,
વારંવાર વાંચી વાલુ વાંચવાની વૃત્તિ થાય,
વિરહની વેદનાથી ધીરજ ઉથાપે છે,
કહે કુલ દૈવગતી જેથી સુખશાન્તિ થતી,
તે કાગળ કાળરૂપ કાળજાને કાપે છે, ॥ ૭ ॥

સુખનો સાધક દીન દુઃખ હરનાર ગયો,
કોણ હવે નાણુથી સુજાણુ કરનાર છે,
હમેશાં હીંમતદાર હોદ્દા અધિપતિ ગયો,
કોણ હવે ધીરજથી ધ્યાન ધરનાર છે,
પ્રગના પ્રકાશ પટુ પુરણુ પ્રવિણુ ગયો,
કોણ હવે ભારી જડમત હરનાર છે,
ઠરવાનું ઠામ રૂડું ધીરજનું ધામ ગયું,
કોણ હવે પ્રશ્નના ઉત્તર કરનાર છે, ॥ ૮ ॥

ભક્તરાજ ખીમચંદ નામ છે પ્રખ્યાત બાહ્ય,
અન્તર રીપુ આ કાળે અન્ય શું હરાવશે,
સુધારાની શાખાનો વિસ્તાર સુમાકાર થવા,
સ્વદેશ પ્રદેશ કોણુ કાગળો લખાવશે,
અવર અનેક કામ ઉત્તમ કરયા તે હેતુ,
કવિતામાં કવિનામ કાયમ ધરાવશે,
વાલ્હા વિના શાળામાં સધાવતાં હસંત મુખ,
કોણુ કુલચંદ કહી હવેથી બોલાવશે, ॥ ૯ ॥

## ॥ मनहर छंद. ॥

માતપિતા બેન ભાઇ, પુત્રનીજુઠી સગાઇ;
પ્રિયા દુઃખદાઇ સાચી, ધર્મની સગાઇ છે. ॥૧॥
સંસારે ન સાર કાંઇ, જર જોરૂની લડાઇ;
સ્વાર્થની સગાઇ ભાઇ, વિશ્વમાં ફેલાઇ છે. ॥૨॥
મોહ રાજાની ભવાઇ, જુવો ઠામ ઠામ ભાઈ;
જુઠી કમાઇ કરોતો, અન્તે દુઃખદાઇ છે. ॥૩॥
સાથે નહીં આવે કાંઇ, કરી લે ભલાઇ ભાઇ;
ફુલચંદ ધર્મભક્તિ, ભલી સુખદાઈ છે. ॥ ૪ ॥

ॐ शान्तिः ! शान्तिः ! ! शान्तिः ! ! !

